# જીકરે સુલતાન મહમદ

અથવા

ઇસમાઇલી દીન ભાઇઓને વાંચવા લાયક કિતાબો.

---

છપાવી પ્રગટ કર્તા.


## માસ્તર હાસમ હરજી

કચ્છ-નાગલપુર.

( તાલુકો, કચ્છ અંજાર. )


---

દોહરો.

આ પુસ્તકને પ્રેમથી, વાંચો નરને નાર,
જીકર કરો સુલતાનની, મળે મુક્તિ દિદાર.

---


## અમદાવાદ.

ધિ "યુનિયન" પ્રિન્ટિંગ પ્રેસ. કં૦ લિ૦
માં મોતીલાલ શામળદાસે છાપ્યું.

---

સંવત ૧૯૬૭ સને ૧૯૧૧

કીંમત ૦—૧—૦

# જીકરે સુલતાન મહમદ.

---

## બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

રાગ. ગોપીચંદનો.

સુલતાન શાહાને હું વિનવું, વિનતી ધરજોરે કાનજી,
નાવ મારી છે દરિયા વિષે, તારી કરજો પારજી. સુલતાન. ૧
માલમ બનજો મુજ નાવના, રૂડા નકલંકી સામજી,
ક્ષણુ એકવાર મકર જો, પુરજો મન કેરી હામજી. સુલતાન. ૨
નાવ મારી છે જુની ઘણી, લાગે લહેર અપારજી,
મોજા લાગે બહુ જોરના, કરે પળમાં વિણાસજી. સુલતાન. ૩
પવન લાગે માયા તણો, નાવ ખાંગીરે થાયજી,
મોટા ખડક માંહે વસે, બંદગી કાંઈ નવ થાયજી. સુલતાન. ૪
રહેમ કરજો મુજ ઉપરે, રૂડા હાજર ઇમામજી,
બેડી તારજો મુજ રંકની, આપજો આપ દિદારજી. સુલતાન. ૫
ઉંદર બે છે મુજ નાવમાં, નથી આવતારે હાથજી,
ઉમર આખી કાપી નાંખી, કરશે પળમાં નાશજી. સુલતાન. ૬
ખબર લેજો આ દાસની, મહમદશાહા સુલતાનજી,
તારી પાર કરજો બેલડી, ઉતારજો ભવ પારજી. સુલતાન. ૭
અવગુણ મુજમાં અતી ઘણા, અતી છઉં ગુનેગારજી,
"હાસમ" તણા અપરાધને, ક્ષમા કરજો મહારાજજી. સુલતાન. ૮

ચાબખો.

જીવ તું ભજી લેને સુલતાન, તજ લોભ કપટ ગુમાન,
માયાની જાળને તોડી નાંખીને, હેત હરિપર આણ;
રાત દિવસ તું સ્મરણ કરી લે, પાળ ખુદાની આણ. જીવતું. ૧
એકવીશ હજારને છસોરે દમનું; કરજ છે તારે જાણ,
તે તો કરજ તું નિત્યે ચુકાવજે, નકર થાશે મોટી હાણ. જીવતું. ૨
સ્મરણ કર્યે તો પાતક નાશે, દિલ બહુ ઉજળું થાય,
પાપના પડદા તુટી પડેને, દર્શને ખુદાનું થાય. જીવતું
દર્શનથી તો અમર થાઇએ, મટે ચોરાસી ખાણ,
નુરમાંનુર સમાઇ જાયને, સુખ મળે બહુ જાણ. જીવતું. ૪
અંત સમે કોઇ કામ નહિ આવે, લોક કુટુંબ પરિવાર,
માયારે તારી અહિંજ રહેશે, સ્મરણ આવે સાર. જીવતું. ૫
અલી નબીની ઓળખાણ કરી લે, સેવતું સરજણહાર,
જીવ લગાડી જીકર કરી લે, પલમાં ઉતરીશ પાર. જીવતું. ૬
જ્યાં લગી આત્મા અંગમાં છેને, શ્વાસ ચાલે છે જાણ,
સુતે બેઠે તું સ્મરણ કરી લે, હરિને આપ પીછાણ. જીવતું. ૭
ચેતવું હોય તો ચેતી લેને, સ્મરણ ભાતું લે સાથ,
"હાસમ" અંતે જાવુંરે એકલું, કોઇ નહિ સંઘાથ. જીવતું. ૮

---

રાગ. સખી મહમદ કેરી વાતનો.

મારા પ્રાણ તણારે આધાર, સુલતાન સામીરે,
હું કરૂં તે વિનતી અપાર કે શીરાજ નામીરે. ૧

વહાલા દેજો તમારી શાનકે અંતર જામીરે,
તમે દેજો તમારો દિદાર, નકલંકી સામીરે. ૨
તમે પૂરી તે અંબરીશની આશકે પેલાર તાર્યોરે,
તમે આપ્યું અવિચલરાજકે ધ્રુને ઉગાર્યોરે. ૩
ભક્ત તાર્યો તમે વિભિષણુકે રાવણુ માર્યોરે,
તારી તમે અહલ્યા નારકે અર્થજ સાર્યોરે. ૪
ઝાલ્યો તમે હરિચંદનો હાથ કે સતી ઉગારીરે,
તારા સતીનું રાખ્યું સત, સાત ક્રોડી તારીરે. ૫
વહાલા જન્મ્યો તું કરશનજી રૂપકે નાગજ નાથ્યોરે,
વામણરૂપે મારીઓ બલકે પાતાળે ચાંપ્યોરે. ૬
તમે માર્યો તે દુર્જોધન કે કૌરવની સાથેરે,
પાંચ પાંડવને દીધાં રાજ કે ચીર પૂર્યાં હાથેરે. ૭
તમે જગત તણારે આધારકે નકલંકી સામીરે,
તમે હાજર ઇમામ છો આજ, નમું શીશ નામીરે. ૮
તમે કરજો તે અમ ઉપર મહેર કે અમને ઉગારોરે,
"હાસમ" કહે છે જોડી હાથ કે ભવસાગર તારોરે. ૯

---

ગજલ.

તુજે હૈ પ્રેમ દર્શનકા, તો હરદમ ધ્યાન ધરતા જા,
કુફર સબ કાટકર તેરા, અંતર ઘટ સાફ કરતા જા. તુજે. ૧
લે સીડી અજંપાકી, ઈશ્મે જાંપ જગાતાજા,
સમજતું ખાક અપનેકું, વચન મુરશીદ ઉઠાતા જા. તુજે. ૨

મનકું માર કટકાકર, જીકરકી લેહ લગાતા જા,
બડી હે જાળ માયાકી, ઉશકા પ્રેમ તજતા જા. તુજે. ૩
હો કંચન જેસા તું, પારસ સંગ મીલતા જા,
બડા પારસ હે મુરશીધ, ઉશકા જાંપ જંપતા જા. તુજે. ૪
ભરકર પ્રેમકા પ્યાલા, મહોબતસેં તું પીતા જા,
તજકર ક્રોધકી બારી, અંદરસેં દિલ જોતા જા. તુજે. ૫
લગાદે ધ્યાન અલ્લાહુસેં, અલીકા જાંપ જપતા જા.
ઉઠા લે આશ દુનિયાંકી, રૂંહુકા રંગ જોતા જા. તુજે. ૬
ખજાના હે બડા ઘટમે, કીલી તું હાથકર તાજા,
બડા મરજીવા હોકરતું, સાગર મેં તું ડુબતા જા. તુજે. ૭
કહે "હાસમ" સમજતું મન, મોતી હાથ કરતા જા,
હે ફાની દુનિયાં સબ, હરિસેં આપ મિલતા જા. તુજે. ૮

---

પ્રેમની પ્રેમની એ રાગ.

આવજો આવજો આવજોરે, સુલતાન મારી વારે વહેલા આવજો,
વનમાં ભમું છું હુંરે એકલો (૨)
જલદી વાટે ચડાવજોરે. સુલતાન મારી. ૧
વાઘ વરૂની બીક લાગે છે (૨)
તેને તમે સંઘારજોરે. સુલતાન મારી. ૨
ઘણા દિવસનો વિજોગ થયો છે (૨)
તારીને પાર તમે કરજોરે. સુલતાન મારી. ૩

તુજને મલ્યાની મુને આશ ઘણી છે (૨)
ઉમેદ મુજની પુરજોરે. સુલતાન મારી. ૪
ભવ સાગરમાં હું તોરે બુડયો (૨)
કર તમે મારો ઝાલ જોરે. સુલતાન મારી. ૫
માયાના મોહમાં હું તો લપટાયો (૨)
શાન તમારી આપજોરે. સુલતાન મારી. ૬
દિદાર તમારો મુજને કરવો (૨)
આનંદે હરદમ રાખજોરે. સુલતાન મારી. ૭
અજ્ઞાન તણી જે જડ બેઠી છે (૨)
તેને તમે જલદી કાપજોરે. સુલતાન મારી. ૮
હરદમ તમારી જીકર કરાવજો (૨)
નિર્મલ મન મારૂ રાખજોરે. સુલતાન મારી.
દુઃખ અમારાં સરવેરે કાપજો (૨)
દિદાર તમારો આપજોરે. સુલનાન મારી. ૧૦
નવેરે ખંડમાં આપ વસો છો (૨)
ફેરા તે મુજના ટાલ જોરે. સુલતાન મારી. ૧૧
માફ કરી અપરાધ "હાસમ"ના, (૨)
તારીને પાર તમે કરજોરે. સુલતાન મારી. ૧૨

---

રાગ. ગોપીચંદનો.

મુરખ જીવ તેં આ શું કર્યું, સમર્યા નહિરે સુલતાનજી,
ઉમર આખી એળે ગઇ, તોઇ ન આવી શાનજી. મુરખ. ૧

દુઃખ ભોગવ્યાં અતી ઘણાં, લખચોરાસીમાં જાણુજી,
મળ્યો મનખો મહા મહેનતે, તે નહિ મળે વારોવારજી. મુરખ. ૨
મીઠી લાગી તુજને મેદની, તજ્યા હાજર ઈમામજી,
સગારે કુટુંબમાં ફસાઇ ગયો, આંખ ન ઉઘાડી લગારજી. મુ.— ૩
પૈસો લાગ્યો તુજને મીઠડો, કીધો લોભ અપારજી,
દાન પુન કીધું નહિ, બાંધ્યો પાપ તણો ભારજી. મુરખ. ૪
વિસરી ગયો તું કોલને, ગર્ભાવાસનો જાણુજી,
અંધો થયોરે અહંકારમાં, કીધો ફંદ અપારજી. મુરખ. ૫
માયા એવી છે કારમી, તેને વળગ્યા જે કોઇજી,
પલ એકમાં રોળાઇ ગયા, આશ ન પોંચી તોઇજી. મુરખ. ૬
જલદી જલદી તું ચેતજે, "હાસમ"ના રૂડા પ્રાણુજી,
કાયા તારી છે ખાકની, જાતાં નહિ લાગે વારજી. મુરખ. ૭

---

રાગ પ્રભાત. પહોરે પોપટ રાજારામના એ રાગ.

તમે જપોરે નામ સુલતાનનું, ઘટમાં અલખ જગાવો (ટેક)
કામ ક્રોધને દુર કરી, તનમાં શુર ચડાવો,
દવારેલીઓ પ્રેમની, દિલનું દર્દ મટાવો. તમે૦ ૧
બંદગીના કરી લાડવા, રૂડા રૂહને જમાડો,
પાણીરે આપો પ્રેમનું, રહેણી હેતે જગાડો. તમે૦ ૨
બંદગી કરો પ્રેમથી, જેથી મલેરે કિરતાર,
આનંદે રહી આઠે પહોર, સેવો સરજણહાર. તમે૦ ૩

નકલંક મારો સાહેબો; જેણે જગત બનાવ્યું,
શ્વાસોશ્વાસે સમરજો, સુલતાન મહમદ નામ ધરાવ્યું. તમે૦ ૪
પંજતન પાકના નુરનો, દિશે એજ સિતારો,
અવલ આખર તેજ છે, દિશે રૂપમાં બહુ સારો. તમે૦ ૫
"હાસમ" ના અપરાધ બહુ, નથી તરવાનો આરો,
હાથરે ઝાલો અમતણો, જલદી પાર ઉતારો. તમે૦ ૬

---

કાફી. રાગ ચાબખાની ઢબનો.

જીવતું મૌલાકે સંભાર, તોજે મરણું આય નિરધાર,
મરણું આય નિરધાર, તોજો જીંયણુ ડીંબચાર. જીવતું. ૧
માયાજી પુઠીઆં કુ લાય તો રખડે, સંભાર સિરજણહાર,
કાલ જોરાણું જડે અચીંદો, તડે તુંથીને ઠાર. જીવતું. ૨
ધન દોલત તું ભેડીજકીએ, જેંજો નાંએ કોઇ પાર,
અંતે તેંકે છડીજ વેને, જમજાખેને માર. જીવતું. ૩
કાયાતોજી કાચજો કુંપો; આય નકામી યાર,
તેં જોતું અહંકાર મકર, સંભાર સિરજણહાર. જીવતું. ૪
અખીચું તોજી ઉપટી ન્યારને, મીંજ વેઠો કિલતાર,
તેંકે તુંતો નથો દીસંને, કુ લાય થીયેંતો ખુવાર. જીવતું. ૫
પ્રીતમજી તું પ્રીત ન જાણ્યે, કીએ પ્રપંચ અપાર,
ઇતો તોજા દુશ્મન થીંદા, જડે તું મરને યાર. જીવતું, ૬
ભતો તોકે અગીઆં ખપધો, જડે તું હલને યાર,
"હાસમ" તોકે ચઇ સુણાય તો, ભતો કરીજ તૈયાર. જીવતું. ૭

કાગ મોતીને શું કરે એ રાગ.

મૌલા અલીને હું વિનવું, નમું તે અપરમપારરે,
સુલતાન સામી તમે સાંભળો, આવો તે મારી પાસરે;
મૌલા અલીને હું વિનવું, (ટેક)
લખરે ચોરાસી ટાળજોરે, ટાળજો જમકેરો ત્રાસરે,
જનમ મરણની ભય ભાંગજો, જાણી પોતાનો દાસરે. મૌલા. ૧
વારે તે આવજો વિઠુલારે, સર્વ જગતના આધારરે,
શકિત તમારી અગણિત છે, ચંદ્ર સુરજ કરનારરે. મૌલા. ૨
અજ્ઞાન અંધારે હું રહ્યો, ગુનાહ કર્યા અપારરે,
ભૂલી ગયો હું કોલને, ચાલ્યો તે અવળી વાટરે. મૌલા. ૩
કુબુદ્ધિ કાપજો મુજનીરે, અલગા મ થાજો સાસરે,
કરો કંચન મુજ કાયને, અજ્ઞાન તણો કરો નાશરે. મૌલા. ૪
પાંચે તે ચોરે ઘેરીઓરે, તેણે લૂંટયો તે માલ અપારરે,
તેને તમે સંઘારજો, કરજો તે મારી વારેરે. મૌલા. ૫
સાકાર રૂપે આવ્યારે, તમે મૌલા અલી અવતારરે,
રૂદીઆમાં રાખું તુજને, સમરૂં તે સારંગ પ્રાણરે. મૌલા. ૬
રચના કીધી સંસારનીરે, તમે વસો છો સર્વ સ્થળરે,
કલ્પ વૃક્ષજ તમે રૂપ છો, આપો છો ઇચ્છીત ફળરે. મૌલા. ૭
આશા તે પુરજો મુજનીરે. મહમદશાહા સુલતાનરે,
દાસ પોતાનો જાણીને, 'હાસમ''ની કરજો સારરે. મૌલા. ૮

હરદમ જંપો પીરશાહાનો જાંપ એ રાગ.

જીવતું કરલે જીકર, સુલતાન શાહાકીરે,
તૃષ્ણા માયાની તું અલંગી કરજેરે (૨)
જંપ જે અલીતણું જાંપ. સુલતાન શાહાકીરે. ૧
દિલ દર્પણમાં તું મુખડું જોજેરે (૨)
થાશે આનંદ અપાર. સુલતાન શાહાકીરે. ૨
મુરશીધ પ્રેમમાં લવ લીન થાજેરે (૨)
તજજે પંજભુનો સંઘાથ. સુલતાન શાહાકીરે. ૩
રંગ માયાનો તું દૂરજ કરજેરે (૨)
ધરજે અલીતણું ધ્યાન. સુલતાન શાહાકીરે. ૪
દેહ કુરબાની તું તારી કરજેરે (૨)
તો દર્શણ છે તુજ પાસ. સુલતાન શાહાકીરે. ૫
અલી નબીનું તું ધ્યાનજ ધરજેરે (૨)
કરજે પ્રેમનો ઉજાશ. સુલતાન શાહાકીરે. ૬
તિમર દેહીનાં સર્વ કાપજેરે (૨)
લડજે સતકી તલવાર. સુલતાન શાહાકીરે. ૭
દિદાર કારણ સર્વે તજજેરે (૨)
"હાસમ" જુઠી માયાની જાળ. સુલતાન શાહાકીરે. ૮

---

હરિનો મારગ છે શુરાનો એ રાગ.

સત પંથ ધર્મ પૂરો સેવે. તેનાં જાએ પાપ જોને,
મુરશીધની જો માને કહેણી; તેને થાએ લાભ જોને. ૧

અલી સ્મરણમાં રાતા માતા, પૂરા પ્રેમી થાય જોને.
ફુરમાન ઉપર જીવ આપે, પતંગ જેવા થાય જોને. ૨
મુક્તિ તેની દાસી થાએ, સઘળું દુઃખજ જાય જોને,
ભવસાગરના ફેરા ટળે, અમર થાએ પ્રાણુજોને. ૩
પ્રીતિ તેની એવી જાણો, ચકોર ચંદ્ર જોય જોને,
જળ મછલીની જેવી પ્રીતિ, પલમાં પ્રાણુજ ખોય જોને. ૪
એવી પ્રીતિ કરે મોમન, પલમાં દર્શન થાય જોને,
સંત સમાગમ નિત્યે કરે, કામ ક્રોધને જીતે જોને. ૫
મનનો સઘળો મેલજ કાઢે, નિત ખાનામાં નહાય જોને,
અજંપાની જુક્તિ સાંધે, વહેલો વકુંઠ જાય જોને. ૬
માયાનો તો રંગજ ખોટો, દિશે લાલ ગુલાલ જોને,
મનુષને તે એવા કરે, નિશો કરાવે કલાલ જોને. ૭
મનુષ તુંને સતપંથ મલ્યો, ઇમામ મલ્યા આજજોને,
આવો અવસર નહિ મળેને, સુધાર તારાં કાજજોને. ૮
માટે કહુંછું મારા પ્રાણુજ, "હાસમ" વહેલો ચેતજોને,
જીંદગી તારી પલમાં જાશો, દિલમાં અલી દેખજોને. ૯

---

રાગ ગરબા.

મને વહાલા લાગો છો સુલતાનશાહારે (૨)
મેંતો સર્વે મેલ્યો સંઘાથ,
મારૂં મનડું મોહ્યું તમ નાથમાંરે. ( ટેક )

તમે બેઠા છો જંપુ દીપમાંરે (૨)
મુને નથી બીજાની આશ. મારૂં૦ ૧
તમે અખંડ અવિનાશી દેવ છોરે (૨)
મને લાગ્યો તમારો રંગ. મારૂં. ૨
હુંતો નિત્યે ચાહું તમ સામનેરે (૨)
મારી અખંડ નિભાવજો ટેક. મારૂં૦ ૩
નવે ખંડમાં આપ બિરાજ્યારે (૨)
તારી તોલે ન આવે કોય. મારૂં૦ ૪
જેને કાજે, ફરૂંછું હું બાવરીરે (૨)
તે તો મુલતાન મહમદ સોય. મારૂં૦ ૫
તમે ભાંગો સંકટ સંસારનાંરે (૨)
મને તારીને કરજો પાર. મારૂં૦ ૬
તમે આવો તે મુજ મંદિરીએરે,
મને મીઠી લાગે એજ વાત. મારૂં૦ ૭
રંગ દેજો તમારો મારા ઘટમાંરે,
પ્રાણ "હાસમ" તણા આધાર. મારૂં૦ ૮

---

ચાબખો.

માનવી મારૂં કહ્યું માન, તારે જાવું છે શ્મશાન,
જન્મ અકારથ તારોજ જાશે, નથીરે તુજને શાન.
સતગુરૂ બોધ તું ગ્રહણ કરીલે, તજ તારૂં ગુમાન. માનવી. ૧

જમ આવીને તુનેરે ઝાલશે, ખેંચશે તારા પ્રાણ,
પોક મૂકીને તુંતો રડીશ પણ, કોઇ ન સુણસે કાન. માનવી. ૨

દેખી દિવાનો તુંતોજ થયો, રંગ પતંગનો જાણ,
લોક કુટુંબને માલ ખજાનો, તેમાં થયો ગુલતાન. માનવી. ૩

હાજર ઈમામને ઓળખ્યા નહિને, સમર્યા નહિ સુલતાન,
ચારે જુગમાં તુંતો ભટકયો, તોઇ ન આવી શાન. માનવી. ૪

તારારે જીવની ફિકર કરજે, ભુંડું છે શ્મશાન,
કાયા તારી ખાકજ થાશે. ભજી લેને સુલતાન. માનવી. ૫

દિલનું દર્દ દૂર કરીને, અમર કરને પ્રાણ,
જ્યાંથી આવ્યો ત્યાંજ જાને, શાને ફરે છે ખાણ. માનવી. ૬

દેશ તો તારો છેટોજ રહ્યો, જુદો પડયો તું જાણ,
નેકી કરીને વહેલો જાજે, હરિને આપ પીછાણ. માનવી. ૭

દોસ્તી ખુદાની વહેલી કરજે, હેતે લગાડી મન,
અર્જ કરીને "હાસમ" કહે છે, અમર થાશે તન. માનવી. ૮

---

સાખી.

ઘેલી બની તુજ નામપર, મહમદશાહા સુલતાન.
વાટ તમારી જોઇ રહી, અરજ ધરોને કાન,
તલપી તલપી દર્શન માગું તુંજતુંરે,
દયા કરો તમે દિન દયાલ
સુલતાન દિદાર દેજોરે મુજ અંગમાંરે . ૧

સાખી.

સેજ પલંગ ભાવે નહિ, ભાવે નહિ શણગાર
તમ કારણ બની બાવરી, મહેર કરો મોરાર

ઘર ઘર ભટકીને ભમી ઘણુંરે
તોએ નવ સીધાં મારાં કાજ
સુલતાન દિદાર દેજોરે મુજ અંગમાંરે. ૨

સાખી.

દુનિયામાં હું કેદ થઇ, છઉ દુઃખી અપાર
નયણે નિંદ્રા આવે નહિ, વાલમ કરને વાર

એવી પ્રીત ઉમંગે સુલતાન આવો ભેટવારે
હુંતો છઉં તુજ ચરણ કમળની દાસ
સુલતાન દિદાર દેજોરે મુજ અંગમાંરે. ૩

સાખી.

તમને દેખતાં આંખ ઠરે મુજની, એવા શિતળ છો સામ
અપાર લીલા છે તમ તણી, પુરો દાસીની મન હામ

આવો આવો તમે મુજને મંદિરીએરે
દર્શન આપો મારા નકલંકી નાથ
સુલતાન દિદાર દેજોરે મુજ અંગમાંરે ૪

સાખી.

શરણાગતની વારે ચડજો, અલખેલા સમર્થ
વાટ જોઉ તુજ નાથની, સારો મારો અર્થ

હવે શરણાગતની વારે ચડજો વિઠુલારે
જલદી જલદી ટાળો અંતરના ઉચાટ
સુલતાન દિદાર દેજોરે મુજ અંગમાંરે ૫

સાખી.

જલ વિનાની માછલી, દુઃખ પામે અપાર
પ્રાણ તજે પોતા તણો, એવી પ્રીત કરનાર
સુલતાન સામી તમે મહેર કરો અમ ઉપરેરે
દાસ "હાસમ" તમને વિનવે અપાર
સુલતાન દિદાર દેજોરે મુજ અંગમાંરે ૬

---

રાગ ગરબી.

કરી લેને તું સોચ તારા દિલમાંરે (૨)
આતો દુનિયાં છે દિન બે ચાર
તું જંપી લેને સુલતાનનેરે (ટેક)
તેંતો આશ બાંધી સંસારનીરે (૨)
તુંને જાતાં નહિ લાગે વાર, તું જંપી૦ ૧
તારી માથે ફરે છે ફોજ જમનીરે (૨)
તેતો ખેંચી લેશે તારો સાસ. તું જંપી૦ ૨
કોલ ભૂલ્યો તે ગર્ભાવાસનોરે (૨)
તુંને મીઠો લાગ્યો સંસાર. તું જંપી૦ ૩
તુંતો હીંડે છે મધ અહંકારમાંરે (૨)
તારે જાવું પડશે જમ દ્વાર. તું જંપી૦ ૪

ધનને કાજે ફરે છે જગ ધૂતતોરે (૨)
એતો ફોકટ છે તારો ફંદ તું જંપી૦ ૫
તુંતો મોટો થયો સંસારમાંરે (૨)
તારૂં નહિ રહેશે નિશાન. તું જંપી૦ ૬
જંપી લેને "હાસમ" જગદીશનેરે (૨)
નહિ તો દુઃખ પામીશ અપાર. તું જંપી૦ ૭

---

( રાગ રામગ્રી અથવા પરતક પાત્રને પરખીને એ રાગ. )

ભાવે ભજી લે સુલતાનને, આવ્યો અવસર સાર
વાર ન લાગે વિતતાં, સમજી કરતું વિચાર.
ભાવે ભજી લે સુલતાનને. ૧
પૂર્વ પુનથી તુજને મલ્યો, રૂડો મનુષ અવતાર,
સફળ કરી લે તારી જીંદગી, ક્ષણુ એક કરમાં તું વાર. ૨
અવસર તારો પલ પલ જાય છે; સુખ તુંને કેમ થાય,
જમ જેવો વેરી ઉપરે, અલીની માંગતું સહાય. ૩
મોજ માણી લે તું નામની, કરને જીવનું જતન,
લીજત ચાખને પ્રેમની, પાવન કરને તું તન. ૪
આણી ઉલટ મનડા વિશે, કર પવિત્ર તું અંગ,
દુનિયાં છે દોરંગની, તેનો કરમાં તું સંગ. ૫

સુંદર મહોલ છે અંગમાં, માંહે રબનો છે વાસ,
તમ દ્રષ્ટિ લગાવીને, કર દિલમાં ઉજાશ. ૬

બંધન તોડ તું ફેહનાં, જીકરે જીવ લગાવ,
સુલતાનશાહાના નામથી, નાવ તારી લંઘાવ. ૭

જોબન તારૂં જલદી જશે, જાણે પાણીનું પુર,
પળ એકમાં કરમાઈ જશે, તારી કાયાનું નુર. ૮

આવો અવસર નહિ મળે, "હાસમ" તુજને જાણ,
જતન કરી લે તારા જીવનું, શાને ફરે છે ગ્માણ. ૯

---

દોહરો.

જીકરે સુલતાન પ્રેમથી, વાંચી કરો દિલ સાફ,
ભૂલ જણાએ કોઈ જગો, તો તરત કરજો માફ.

